બનામે ખુદા.

# "મ્હોબતનું છોબટ"

## એક પારસી સંસારી સ્કીટ.


રચનાર :-

મીનું હોરમસજી નરીમાન (નૈસીયોસંગ)




કીંમત ૪ આના.

## જર્મન સાયનટીસ્ટનો ગોદરેજના નહાવાના સાબુ માટે અભીપ્રાય.

**મેસર્સ ગોદરેજ સોપ્સ લીમીટેડ જોગ,**

હું એક જર્મન સાયનટીસ્ટ છું, અને ચામડીની સુખાકારી કેમ જાળવવી તેનો મેં ખાસ અભ્યાસ કરેલો છે. ચરબીના સાબુથી પરસેવાનાં છીદ્રો બંધ થઈ જાય છે એ વાત જાણીતી છે.

તમારા **ચરબી વીનાના શુદ્ધ તેલના સાબુની** જાહેર ખબર જર્મનીનાં મ્યુનીક શેહેરમાં મારા વાંચવામાં આવી તે ઉપરથી મેં તમારા **નંબર ૧ ના સાબુના** થોડાક બાકસ મંગાવ્યા. મારાં સ્ત્રી મીત્રોને વાપરવા થોડાક આપ્યા અને ત્રણ મહીના સુધી વાપરતાં મને બહુ સંતોશ મળ્યો તે ઉપરથી એ સાબુની મેં રસાયનીક તપાસ જાતજાતની રીતે કરી અને હવે હું હીંમતથી કહું છુ કે **તનદરોસ્તી જાળવવા તેમજ ખુબસુરતી વધારવા માટે તમારા સાબુ ઉત્તમ પ્રકારના છે.** મારાં સ્ત્રી મીત્રો તમારા સાબુની બહુ વખાણ કરે છે અને કહે છે કે **બાલને સુવાળા બનાવવાનો એ સાબુમાં ખાસ ગુણ છે.** **લી૦ કાર્લ લુસુટ ઝ.**

### ચેતવણી.

**હિંદુસ્તાનના સાબુ બનાવનારાઓ પણ મોટે ભાગે જનાવરોની ચરબી સાબુની બનાવટમાં વાપરે છે.**

**ગોદરેજ સોપ્સ લીમીટેડ** તરફથી જે **ટોઇલેટ સાબુઓ** બનાવવામાં આવે છે તે માટે ગેરંટી આપવામાં આવે છે કે તેમાં ભેળસેળ નથી તેમજ તે હીંદના ચોખ્ખાં વનસ્પતિનાં તેલમાંથીજ બનાવવામાં આવે છે.

**મોન જોસફ વાન પ્રેગ:** (મુંબઇ તથા પેરીસનો લખોપતી મોતીનો વેપારી) મારી ચામડી ઘણીજ નરમ છે. મે ઘણાં પરદેશી તથા અમેરીકન સાબુઓ વાપડયા છે પણ તે સવમાં ગોદરેજના સાબુઓ સારા છે. અને મારી યુરોપની મુસાફરીમાં મારી સાથે ગોદરેજનાજ સાબુ લઇ જાઉ છું.

**નવસારીવાલા ડો૦ દોરડી લખે છે કે:** મારા હાથ ઉપર એક જાતના ફુલ્લા ફુટી નીકલ્યા થોડો વખત રહીને પોતાની મેલે નીકલી ગયા. બે ત્રણ મહીના પછી પાછા ઉભરી આયા ને પાછા નીકલી ગયા. આવી રીતે વારંવાર થવાથી હાથની ચામડી એટલી નાજુક થઇ ગઇ કે હું કોઇપણ સાબુ વાપડી શકતો હતો નહિં. તે પછી ગોદરેજનો સાબુ અજમાવી જોયો અને હવ રોજ હું એજ સાબુ વાપરૂં છું.

બનામે ખુદા.

# "મ્હોબતનું છોબટ"

## એક પારસી સંસારી સ્કીટ.

---

રચનાર :—
મીનું હોરમસજી નરીમાન (નેરીઓસંગ)

---



---

કીંમત ૪ આના.



આ પુસ્તક "મોદી પ્રીન્ટીંગ પ્રેસ," ૨૩૭–૨૩૯, બજારગેટ સ્ટ્રીટ, કોટ મુંબાઇમાં ફરામજી બેરામજી મોદીએ છાપ્યું છે, અને મી૦ મીનું હોરમસજી નરીમાને "મરીન વીલા," વુડ હાઉસ રોડ, કોલાબા, મુંબાઇમાં પ્રગટ કીધું છે.



# માત્ર બે બોલ

મહેરબાન વાંચક,

જ્યારથી હું નાનો હતો ત્યારથીજ મને નાટક અને સીનેમાં જોવાનો અને જાત જાતની નોવેલો વાંચવાનો બહુજ શોખ હતો. મારી કોલેજમાં પણ હમો નાના નાના સ્કીટો લખતા ને હમોજ તે ભજવી બતાવતા.

આ મારો **"મ્હોબતનું છોબટ"** નામનો નાનો 'સ્કીટ' તમારા અદના સેવકે ૧૯૨૫ માં લખ્યો હતો, પણ કાંઇ તક નહી મળેલી હોવાથી તે હું અત્યાર આગમજનો તેને બ્હાર પાડી શક્યો નહીં, એ મારી ખરે કમનસીબી હતી. પણ, અંગ્રેજીમાં કહેવત છે તેમ "Better late than never" તેમ આ મારા નાના 'સ્કીટ'ને આજ હું તમો સનમુખ રજુ કરી શક્યો છું તે મારી ખાસ ખુશાલી છે.

આ મારો નાનકડો 'સ્કીટ' એવા એક ભલા, લાયકીવાલા, માયાળુ મીત્રને અર્પણ કરવાના ઠરાવ ઉપર આવ્યો છું, અને તે મારો ઠરાવ દરેકે દરેક જરથોસ્તીઓને જરૂર ગમશે એમ મારૂં માનવું છે.

એમેચ્યુર, નાટકારો અને નાટકનવેશોના ધર્મ પીતા જેવા લેખાતા બાહોશ જરનાલીસ્ટ અને કોમના પ્યારા ખેરખાહ શેઠ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન, (પીજામ) એમ. એ., સી. આઇ. ઇ., જે. પી ને આ મારી પહેલી કોશેશ, **"મ્હોબતનું છોબટ"** એ મેહરબાનની મારા તરફના ચાહ અને ઉતેજનના બદલામાં એક અદના ઇધાંની તરીકે મોટા માન અને અહેશાણ સાથ અર્પણ કરૂં છું. એ ભલા ભાઇએ મને હરહમેશ મારા કામમાં મને પોતાની બેહોલી રોકાણો છતાં પણ મદદ કરી છે તે માટે એમનો અંતપુર્વક આભાર માનું છું.

હું કંઇ એક અનુભવી પાકત ડ્રામાતીસત નથી. મારી એમેચ્યુર નાટક નવેશ તરીકેની આએ પેહલી ને કાચ્ચી કોશેશ છે. અલબતા એ પેહલા મારા પ્રયાશમાં ભારોભાર ખામીઓ હોવીજ જોઇએ તે હું જાણું છું. ફરીથી

હું કહુંછ કે આ જાહેર તખતાઓની કંઇક સીરીયસ નાટકી કોશેશ નથી. માત્ર મારા કોલેજના મીત્રો માટેની સહેજ ઘડી ચપકોની કંઇક એમેચ્યુર તજવીજ છે, એથીજ તમારી નાટકી અને ઉદાર દીલની છુટછાટની હું આશામાં તમારી સામે આ પરીણામ મેલવવાની હીંમત કરૂં છું. દરેક ચીજ નાના રૂપમાંથીજ આગલ વધે છે, અને આ મારા પેહલા અખતરામાં મને સહેજબી ઉતેજન મલશે. તો કદાપી ખુદાની મેહરથી હું બીજી વખત કંઇ વધારે સંગીન છોબટ સાથે તમારી સામે ઉભો રહેવા શકતીવાન થવશ.

છેવટે હું આશા રાખુંછ કે આ મારો પેહલો લખેલો 'કોમીક સ્કીટ' તમાશગીર મીત્ર–મંડલની પસંદગી પામશે.

'મરીન વીલા'
વુડ હાઉસ રોડ, કોલાબા.
તા૦ ૧૪–૨–૩૨.

દુવાગો સેવક,
**મીનું હોરમસજી નરીમાન.**



# રંગભુમીનાં રંગારીઓ.

૧. **ખાનસાહેબ મેહરવાનજી મદારી**—નારગોલ ગામનો લખોપતી પણ જરા ચસકેલો શેઠીઓ-પ્રાઇવેટ સેક્રેટરી ટુ ધી મહારાજા ઓફ ખાંડીપલા- ઉમર ૬૦ વરસની.

૨. **શીરીન મેહરવાનજી મદારી**—ખાનસાહેબ મેહરવાનજીની એકપુરી લાડકી દીકરી-ઉમર ૨૫ વરસની.

૩. **ચાંદણ**—શીરીનની કમપેનીયન-ઉમર ૪૫ વરસની.

૪. **જીવણો**—ખાનસાહેબ મેહરવાનજીનો વફાદાર નોકર.

૫. **કાવસજી ઉર્ફે કાઉકાકરી**—એક ઇચમજી જુવાન્યો, શીરીનના હાથનો ઉમેદવાર-ઉમર ૩૦ વરસની.

નોકર વીગેરે વીગેરે.



## ખાસ મોટી ફી પણ ખરચીને માબાપો
## પોતાનાં બચ્ચાંને
### આજ બાવીસ બાવીસ વર્ષ થયાં જાણીતા
# "ગોળવાલા કલાસો"
## નોજ કાંય લાભ આપે છે?
તેનું
**મુખ્ય કારણ એજ છે કે અત્રે**

**<u>એક વર્ષમાં બે સ્ટૅન્ડર્ડ ચઢવનો અતિ મોટો</u>**

**<u>લાભ મળે છે,</u>**

કે જેથી એક બચ્ચાંનો કિંમતી વખત બચે છે, અને સ્કુલ કરતાં માત્ર અરધાજ ટાઇમમાં મેટ્રીકની પરિક્ષા ઘણી આસાનીથી પસાર કરી શકાય છે. વળી દરેક વિદ્યાર્થી પર ખાસ છુટું ધ્યાંન અપાય તે માટે દરેક વર્ગમાં માત્ર ગણત્રીનાજ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે, અને તેથી ગમે એવો પછાત વિદ્યાર્થી પણ જલદીથી હરોલમાં આવી જઇ ઘણી સહેલાઇથી ફ-તેહમંદ થાય છે.

**તમારાં બચ્ચાંને પણ આ અનુપમ લાભ આપવા માંગતાં હોવ તો તાકીદે મલો:—**

**એચ આર. ગોળવાલા,**
પ્રીનસીપલ તથા માલેક,
**ગોળવાલા કલાસો,** (સ્થાપના ૧૯૧૦)
**ઠે:૦—કોટ, બુંબાખાના સાંમે, મુંબઇ.**

એમેચ્યુર નાટકારો અને નાટકનવેશોના દીલસોઝ

ધર્મ પીતા

# શેઠ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન,

એમ. એ., સી. આઇ. ઇ., જે. પી.

(પીજામ)

ને

આ મારી પેહલી એમેચ્યુર ડ્રામાટીક કોશેશ

## "મોહોબતનું છોબટ"

એ મારા મહેરબાન ખેરખાહનાં મારી તરફના ચાહ અને
ઉતેજન માટેના હેશાનમી એક અદના ઇધાંણી તરીકે
મોટાં માન અને વખાણ સહીત

## અર્પણ.

કરવાની રજા લઉં છું

## બનામે ખુદા.

# "મ્હોબતનું છોબટ."



### સીન ૧ લો.

(ખાનસાહેબ મેહરવાનજીના દીવાનખાનાની બાજુનો ઓરડો—
શીરીનની કંમપેનીયન ચાંદણુ ગાતી બેઠેલી છે.)

### ગાયન ૧ લું.

**ચાંદણુ**—પરવર અરજી સુન અમારી,
મ્હેર ઉતારજે હુમપર ત્હારી.
માગે બંદી અરજ પુકારી
સુખી રાખજે કોમ અમારી,
દેજે પારસીઓને યારી,
મહીમા તારો ખરેજ ભારી.

**ચાંદણુ**—(ગાઇ રહયા પછી) ખુદાયજીએ દુનિયામાં પ્યાર મ્હોબત પેદાજ નહીં કીધા હોતે તો શું આસમાન બેંક દીવાળું કાઢતે! અરે બોલો ના માંય, એ મ્હોબતકોબીયા એવો કફોડો ડીસીઝ છે કે એની દવા તેના ડંખથી પીડાતા હોય તેનાથીજ થઇ શકે! આ મારી શીરીનબાઇનોજ દાખલો લેવોની? પરમ દિવસે એવણુ બેંડસ્ટેંડ પર રીજમીટનું બેંડ સમજવા વીકટોરીઆમાં ગયાં, તેવામાં રસ્તામાં વીકટોરીઆનો ઘોડો ભડકયો અને ગભરાટમાં બાઇજી ગાડીમાંથી સરીને ફુટપાથ પર પડી ગયાં. રસ્તામાં એક કોઇ 'કાઉ કાકરી' નામના ચાકલેટ પારસીએ બાઇને સત્વેળાએ બચાવી લીધાં, ને તેના બદલામાં શીરીનબાઇએ તેને મ્હોબતનું ઇનામ આપ્યું. મુવા એ બી વીસમી સદીના કૌટક નહીં તો બીજું શું! હવે એનો બુઢ્ઢો બાપ બાહરગામથી આવશે ને રતન

ચંપેલીના કોરસ જોશે ત્યારે આપસી મેળે બધું આયના મીસાલ ખુલ્લું જણાઇ આવશે.

(શીરીનનો અંદરથી અવાજ સંભળાય છે.)

**શીરીન**—(અંદરથી) ચાંદણુ જલદી આવ તો, મારા ઘોલીઆ પર ઉંદર ભરાઇ બેઠોછ, ને મને બધી બીક બીક લાગેછ !

**ચાંદણુ**—આવીજી, ઓય આવીજી. લેવ હમારા બાહાદૂર બાઇજી જોયા કે! ખરેખર વીસમી સદીના બઇરાંઓ હીંમતવાન તો ખરાં જો !

(જાય છે ને બીજી ગમથી ખાનસાહેબ મહેરવાનજી દાખલ થાય છે.)

## સીન ૨ જો.

(ખાનસાહેબ મેરવાનજી મદારીના ડ્રોઈંગ રૂમનો દેખાવ—ખાનસાહેબ મેરવાનજી હાથમાં બેગ ને બીછાના સાથે ઓવરકોટ પહેરીને દાખલ થાય છે.)

## ગાયન ૨ જું.

**ખાનસાહેબ મેરવાનજી**—

છું હું જગમાં જાણીતો એક ખાનસાહેબ મહાન
માન આપો તમો મહેરબાન,
દીલનો દુલ્લે પૈસે પુર ને મેળવ્યાછ કંઈક ચાંદ,
કેમ પુગે છે કંઈ ધ્યાન.
સ્ટેટમાં મારો ઓદધો મોટો જાણુ,
માન આપે શું બુઢા કે જુવાન.

( કોરસ. )

જોલી, મેરવાન જોલી, લોકો હસીને સેવકને દીએ છે આજ આવકાર,
જોલી, મ્હેલ્લુ જોલી. આજે સેવકની ફતેહના કરે છે સૌ પુકાર.
પોરી મારી જોઇને આજે ઓવરાઈ જશે બહુ,
ઘેરમાં ચોક ચાંદણુ ને તોરણ સગન કરશે સૌ.

**ખાનસાહેબ મેહરવાનજી**—(ગાયન બાદ) એ બી તકદીરની વાત છે! હું પંદર દહાડા ઉધરાણી અર્થે બેલગામ જઈ આવ્યો તે અરસામાં આ મારૂં ઘેર જાણે બીજા પાંજરાપોળમાં ફેરવાઇ ગયું. બાપ-બપાવાનું વસેલું વાપરેલું ઘેર ને તેમાં સીનેમાની ફીલમ પેઠે કેટલો જલદી ફેરફાર! મને લાગેછ કે મેં સીલ્લુને તાર કીધેલો તે એને નહીંજ મલ્યો હોશે નહીં તો દીકરી માય જરૂર બાવાજીને લેવા એક પગે કુદી રહેતે! અરે યારો મારી પોરી તે પોરીજ છે જો! ખરેખર જેના ધનભાગ્ય હોશે તેજ આ મારા મખ્ખ મોહરાને પરણશે.

પૈસાનું જોર છે, ખાનદાનનો તોર છે,
નાજુક બદન ને ચલણમાં મોર છે;
ભોળી ને ભોટ છે, ઉતાવળી એજ ખોડ છે.
રીતમાં પૈસા જોઇએ તો છોલેલાં બોર છે!

લેવ, સામેથી એજ મારૂં જવાહીરે જમશીદ દાખલ થાય છે! જોઇએ તો સહી કે બાઇ સાહેબના મીજાઝનું થરમોમીટર કેમ છે!

**શીરીન**—(ધ્યાનમાં) યા ખુદા! જો મારો દીલજંગ દલેર મને રસ્તામાં નહિં મલ્યો હોતે તો મારૂં શું થતે! (એવામાં ખાનસાહેબ પર એકાએક નજર પડતાં) કોણ! પપા ડીઅર, કયારે આવ્યા! જરા તાર તો કરતે! હું બધી ગભરાઇ ગભરાઇ ગઈછિ.

**ખાનસાહેબ**—તું ગભરાઇ ગઇ તે બી તકદીરની વાત છે, ને તુંને તાર નહિં મલ્યો તે બી તકદીરની વાત છે! વેલ દીકરા, હવે એલાર-પેલારને જાહનમમાં નાંખ, ને મને ખરૂં કહે કે હમણાં તું શું મનમાં બબડતી હતી! મારો દીલજંગ દલેર રસ્તામાં નહિં મલતે તો મારૂં શું થતે!

**શીરીન**—(ગભરાયલી) હું! અં! પપા કંઈ નહિં, એ તો હું અમથી (ઉડાવીને) વેલ પપા, તમે થાકી ગયા હશો વાસ્તે તમારે સારૂ કાફી બનાવી લાવું?

(ચાલી જવા માંગે છે.)

**ખાનસાહેબ**—(અટકાવીને) તેં કાફી લાવવા કહી તે બી તકદીરની વાત છે, ને મને કાફી નથી ગમતી તે બી તકદીરની વાત છે. ઉભી રહે દીકરી, મને બધું ખરીઅંખરીને બોલેબોલ પહેલાં કહે, પછી કાફી ને બાફી.

**શીરીન**—જોવની પપા, ગઈ કાલે સાંજના હું મારા ફ્રેન્ડની સાથે બેંડ-સ્ટેંડ પર વીકટોરીઆમાં ફરવા જતી'તી એવામાં રસ્તા પરથી વીકટોરીઆનો ઘોડો ચમકયો જે હું ધારૂંછ કે મારી ફ્રેન્ડની લાલ સારી ને જંમ્પર જોઇને ભડકયો હોશે ને દીલ પર......

**ખાનસાહેબ**—જોયું કની, મેં તને રેડ કલરની સાડી ને જંમ્પર માટે કેટલી વખત મારો અણુગમો દેખાડેલો, છતાં તેં નહિં માન્યું એ બી તકદીરની વાત છે. એ રેડ કલર તો ડેન્જર સીગનલ છે! danger signal is a horrible word in the dictionary of young girls સમજી કેની? વારૂ, આગળ ચલાવ જોઉં. પછી શું થયું, પછી?

**શીરીન**—પછી શું વરી! કાઉ કાકરી નામના એક બાહદુર જવાને પોતાના જીવના જોખમે મને બચાવી લીધી, અને હું તેના, તેના, ઓહ! ઓહ!

**ખાનસાહેબ**—તેના હાથમાં તુ બેશુધ્ધ થઇ ગઇ! એમજ કેની? ઓહ એ બી તકદીરની વાત છે. વેલ, કંઇ મુજાકો નથી. માટીડાના હાથમાં એક પરણુવા લાયક બઇરૂં બેશુધ્ધ થાય એ બી તકદીરનીજ વાત. હું તો સમજુછ કે......

**શીરીન**—નહિં, પપા ડીઅર, એમ નથી. હું તે બહાદુર જવાનને તે દીવસથી ચાહતા શીખીછ, અને.........

**ખાનસાહેબ**—(ઢોંગ કરતા) શું તે જવાનને ચાહ પર બોલાવ્યાછ. વાહ! વાહ! એ બી તકદીરની વાત છે.

**શીરીન**—અરે નહીં રે પપા, ચા પર ને ખાંડ પર શાના બોલાવે? જે દીવસે કાઉએ મને જીવના જોખમે બચાવી તે દીવસથી હું એને ચાહતા શીખીછ, અને ફકત તમારી કનસેન્ટનીજ ખોટી છે. જો

પપા ડીઅર, તમે મને એની સાથે પરણાવો તો હું તમારી ઘણીજ ઉપકારી થવશ !

**ખાનસાહેબ**—મારી વાહલી દીકરી, તને સુખી કરવાને હું સદા તૈયાર છું. પણ, એ કાઉ કાકરી કોણ છે ?

માણુસ છે કે વાંદર છે,
હીચકારો છે કે બહાદુર છે;
પાગડી પહેરેછ કે ફેંટો,
ઓબ્ડ બાલ રાખેછ કે સેંટો
પગે ચંપલ પહેરેછ કે બુટ,
લાંગકલાથની દગલી છે કે કેશમીર સુટ !
આંખે લીલો ગોગલ્સ છે કે આઇગ્લાસ,
શીખી કંઇ મુવેછ કે છે ધાનસાક કલાસ !!

તેની કાયદાસર તપાસ થવી જોઇએ. એમ રસ્તામાં મલ્યો ને પ્યારમાં પડયાં તેથી કાંઇ અદરાવા પરણવાનું નકકી કીધું એમ ઠરતું નથી. અહિં તો જન્મની પાર બાંધવાની છે. છોકરી કંઇ બોકરી નથી કે કોઇને દરવાજે જઇને બાંધી અવાય.

**શીરીન**—પપા, મીસ્તર કાકરી એક ઘણાજ હેન્ડસમ અને ચારમીંગ યંગ મેન છે. એવણ મોટા મોટા પોસ્ટસ હોલડ કરેછ!

**ખાનસાહેબ**—શાના પોસ્ટસ ! ટેલીફોનના કે ત્રામ્વેના, એ બી તકદીરની વાત છે, દીકરા.

**શીરીન**—એવણ જાણીતા કાકરી ખાનદાનના એક મહાન નબીરા છે કે જે કાકરી ખાનદાને આખા ગુજરાતમાં કાકરીના ખેતરો એકહાથ કરવામાં મોટું માન મેળવ્યું હતું. એમ કહેછ કે એવણનો જન્મ 'શાહરાના ડેસરટ' માં થએલો ને વધારામાં એવણ એક M. B. B. S. છે.

**ખાનસાહેબ**—ત્યારે શું એ મીસ્તર કાકરી એક ડાકટર બી છે કે દીકરા ? વાહ ! એ બી એક તકદીરની વાત છે !

શીરીન—નહીં, પપા ડીઅર, એવણુ કંઇ ડાકટર નથી પણ, M. B. B. S. એટલે બેઠા બેકાર સોસાયટીના એવણુ એક એકટીવ મેમ્બર છે કે જે સોસાયટીનું કામ બેઠા બેકારો પાસે એક એક ફેરો અનાજની ગુણો ને ઈંડાના ટોપલા ઉંચકાવીને બીજા રૂસ્તમ પહેલવાન બનાવવાનું છે,

ખાનસાહેબ—જ્યારે તું એમજ કહેછ કે એવણુનો જન્મ 'શાહરાના ડેસરત' માં થએલો ત્યારે તો એવણુ ઘણુજ ખુબસુરત હોવા જોઇએ એને એક ખુબસુરત માટીડો મારો જમાઈ થવાની ઉમેદવારી કરે એ બી તકદીરની વાત છે. ચાલ, ત્યારે તો આપણા જીવ-ણાને મોકલીને એને બોલાવી મંગાવ્યે. જોઇએ તો સહી કે એ મારો ભવિષ્યનો જમાઇ સુરત-સકારે કેવો છે. (જીવણાને સાદ મારે છે) જીવણા! ઓ જીવણા!! અરે જીવણા!!! કાંહ મરી ગયો! (જીવણો હાંફતો હાંફતો દાખલ થાય છે) અરે જીવણા, જે બી તારા હાથમાં હોય તે બધું ફેંકીને જલદી દોડી આવ તો.

જીવણો—વારૂં છાહેબ, (અંદર કંઇ અવાજ થાય છે) કેમ છાએબ, છું હુકમ સે?

ખાનસાહેબ—અરે પણ તું અહીં આયો ત્યારે અંદર અવાજ શાનો થયો?

જીવણો—છાએબ, તમે મને કીધેલું કે હાથ મહી જે બી હોય તે ફેંકીને ઇફા જલદી સાલી આવ, તી વાછતે કરીને હાથમહી પ્યાલાં રકાબીનો છરછામણ ઉતો તે બધો ફેંકી દીધો ને ઇફા આઇવો.

ખાનસાહેબ—અરે તારૂ ખાનું ખરાબ થાય. મોંઘવારીના વખતમાં તેં આંય ઘેરમાં સોંઘવારી કીધી કે? અને વરી આ ખાંધ પર કાંદાનો જુરો શાનો લટકાવીને આયો? શું બજારે જઇને આયો કે?

જીવણો—અરે છાએબ તમે એવરી જોરથી બુમ પારેલી કે હું છમજેલો કે તમુને અગાઉની માફક ફીકરૂં થીએલું, તે થકી કાંદા છાટેજ લેતો આવેગ્ગો કે કામ પડે તો સટ દેતો કે ભસડીને પટ દેતો કે છુંગાડી દેવાય. હા, પણ, છેટ, તમે જેલની જાત્રાએથી અરે

ભુલ્યો છાએબ! મકુંજે તમે જાફ્રાબાદથી હમણાંજ આવેલા કેમજે કરીને કોઇ સફર જેવો પારછી આપરા ડ્રાઇંગ રૂમમાં તમને મલવા બેઠેલો સેને........

**શીરીન**—(બાજુએ) કોણ જાણે! મારો કાઉ કાફરી તો નથી આયો!

**ખાનસાહેબ**—હું ધારૂં છ કે જ્યાં. છે ત્યાં તેજ જવાન હશે કે જેને મારી દીકરીને ગઇ કાલે સાંજે રસ્તા વચ્ચે બચાવી. (જીવણાને) જા, જીવણા, તેવણને માન ઇજ્જત સાથે બેઆબરૂ કરી ને બે બુકીનું આદરમાન આપીને અહીં લેતો આવ! જરા સંભાળ રાખજે, કંઇ જમણી ગમનું દાબી ગમ નહિં કરી નાખે. કેમકે આજ-કાલ કરકા કરકીનો વખત છે બા, તેથી માણસ માત્રનો ભરોસો રખાય નહીં.

**જીવણો**—તે વાછતે તમો બેફીકર રહો છાએબ. આએ સપ કરતો કે જઇને દપ કરતો કે આવતો સું!

(જાય છે-શીરીન ને મેરવાનજી આપસમાં વાત કરે છે. એટલામાં ચાંદણુ આવે છે.)

**ચાંદણુ**—(દાખલ થતાં) બાઇ, તમે છેઓ કે! બોલોની જલદી?

**શીરીન**—કાંય, કાંય, ચાંદણુ શું છે! એટલી ફીકફી કેમ મારી ગઇ?

**ચાંદણુ**—અરે બાઇ બોલો ના, મારો જીવ ઉડી ચાલ્યોને.

**ખાનસાહેબ**—જીવ ઉડી ચાલ્યો! કેમ બને, એ બી તકદીરની વાત. જીવ ઉડી જાય ને તું બોલી કેમ શકે!

**ચાંદણુ**—અરે ઘણુંજ નરસ થયું રે મેહરવાનજી. ઓ માયરે હવે કેમ થશે રે!

**શીરીન**—અરે પણ છે શું તે તો બોલી મરની?

**ચાંદણુ**—હોય શું! મારૂં કપાળ, બધું રંધાઇ ચુકું,

**ખાનસાહેબ**—હેં! શું! રંધાઇ ચુકું ને બફાઇ ચુકું! અરરર કોઇ આય છોકરી છે. ખુલાસાવાર કહે તો કંઇ જણાયને!

**શીરીન**—ચાંદણુ ગભરા ના, જીવ ઠેરવીને બોલ. ખુલાસો કર શું છે. તા-રાથી કંઇ ખોટું કામ તો નથી થયું ને?

**ચાંદણુ**—અરે શીરીનબાઇ બોલોજ ના, એ ચકરમને જોઇને મારો જીવ તો બધો ખાટો બટ મારી ચાલ્યો !

**શીરીન**—મુઈ ઘેલી, કોણુને ચકરમ કહેછ! પેલા મારા કાઉને કે! ઓ-વારૂં રે એની પરથી બધી.........

**ચાંદણુ**—તો! તો! મુવો કાછીયા માછીયા જેવો કોલી દુબરો ને તે તમારો ધણી થાય! ઓવારૂં રે તમારી જુટી પરથી, એવા મુવા ચોક-લેટોને, બોલેછ ત્યારે તો જાણે વીકટોરીઆ ગારડનનું રીંછ રડેછ! ને ચાલેછ ત્યારે તો મારા ખુદાય જાણે વસઇના માંડવામાં દોઢી તુરચું હીંચકા ખાએછ. એવાને શું ઉંચકીને અફાડે!

**ખાનસાહેબ**—અરે પણુ ચાંદણુ અહીં જોની?

**ચાંદણુ**—નહિ બસ હું તો ચાલી.

**ખાનસાહેબ**—અરે પણુ ચાંદણુ જરા ધીરી પર તો?

**ચાંદણુ**—નહીં, બસ હું તો.........

**ખાનસાહેબ**—અરે એમ હોય, જો સમજ ચાંદણુ.

**ચાંદણુ**—નહિં બસ, હું તો ચાલી.

(ચાંદણુ જાય છે ને બીજી બાજુથી જીવણો દાખલ થાય છે.)

**જીવણો**—(દાખલ થતાં) છેટ, આપણા ડરાઈંગ રૂમમાં તો કોઇએ નહિ મલે, અહુવે! પણુ મેં ઈફ્રા એક પુસરી વગરના ઉંદરને ઇફ્રાથી તીફ્રા દોડતાં દીઠેલો. હું તદન ખરૂં બોલતો સું.

(મેહરવાનજીને અથડી પડે છે.)

**ખાનસાહેબ**—(ચીરડાઇને) કેમ એ ગધ્ધા, એકદમ ફ્રાસ્ટ ચાલ્યો કે? તારી બી આંખ છે કે કાચના લખોટા. ઉલ્લુ જરા આંખનો બરાબર ઉપયોગ કર!

**જીવણો**—અરે છાએબ માફ્ર કરો! તમે છામા ઉભેલા તે હું છમજેલો કે ધારાપોરીના ગુફ્રાની મુરતીનો ઓલો પડતો સે! જરા ઉભા રહો છેટ, છાંમેથી ઓલોજ વાંદર ઇફ્રા આવતો દેખું!

**ખાનસાહેબ**—એ વરી કોણ છેરે, જરા જઇને જોઇ તો આવ.

(જીવણો જઇને પાછો આવે છે).

**જીવણો**—અરે છેટ, એ તો કોઇ અરધો પારછી ને અરધો ગેપાંઉ જેવો લાગતો સે ને ગોરી ભાછા બકતો સે, અહુવે! ઇની બોલી મને છમજ નહી પડે. પણ, આ કયાટ આપેલો ને કીહેલું કે જે બી કેહવા માંગું તે બધું આબાદ ઇપર લખેલું સે, અહુવે! (મેહરવાનજી કાર્ડ લઇને વાંચે છે) અરધો પારસી ને અરધો ગેપાંઉ, જન્મભુમી ધારાપોરી ને રહેઠાણ પીરપાંઉ, એ બી વરી તકદીરની વાત છે. વારૂ લાવ જોઉં એ કાર્ડ મને આપ.

**ખાનસાહેબ**—(કાર્ડ વાંચતા) The Rt. Hon. મી૦ કાવસજી કાકરી J. P., M. P., M. L. C., M. B. B. S., એજન્ટ ટુ ધી અરલ ઓફ અહમદનગર, પ્રાઇવેટ સેક્રેટરી ટુ ધી બેરન ઓફ બોરીવલી એન્ડ ધી ખજાનચી ઓફ ધી એમપ્ટી તીજોરી ઓફ ધી બેન્ક ઓફ ટીમબકટુ. (બાજુએ) આય તો કોઇ મીસ્તર એમતીજ લાગેછ, એ બી તકદીરની વાત છે.

(જીવણો જઇને કાઉને લાવે છે.)

**કાઉ**—(દાખલ થતાં) Well, Bon soir Monsieur!

(ટોપી ઉતારે છે.)

**ખાનસાહેબ**—ખજુર મસકતી! એ શું બકી મરેછ, શું આએ કંઇ ખજુરની વખાર સમજી મુંવોછ કે? એ બી તકદીરની વાત છે! જ્યાં છે ત્યાં પુનાના મેડ હાઉસમાંથી નાહસી છુટેલો દીવાનો છે ત્યાં વેર એવાં વાંકા ચુકાં ડોકાં નહિં કરે! મકુજે મીસ્તર તમે કોણ બા?

**શીરીન**—પપાજી, એ તો કાઉ કાકરી ફ્રેન્ચમાં તમારી સાથે વાત કરેછ.

**જીવણો**—હા, તે એના બાપદાદા ફરાન્સ ને જરમની સીખીને મરી ગીએલા તે હવે પગે ફ્રાન્સ ને નાંકે જરમની લખવા શીખ્યો.

**કાઉ**—(ખાનસાહેબને) Très bien, comment-vous, portey-vous?

ખાનસાહેબ—અરે કોમા બી નહિં ને સેમીકોલન બી નહિં. મકુજે પુલ-પોઇંટ પર વાત લાવો બાવા. તમે કોણ છેવ ને કેહવા શું માંગોછ ?

શીરીન—પપા, એવણુ એમ પુછેછ કે તમે કેમ છેઓ.

ખાનસાહેબ—હું કેમ છેઉં તે એવણુની મગરડા જેવી આંખે જોઇ શકેછ ને તે છતાં એવો સવાલ પુછવાની આટલી સરકસી કરે એ બી તકદીરની વાત છે.

(કાઉને કાર્ડ પાછુ આપે છે.)

કાઉ—Merci Monsieur.

( ટોપી ઉતારે છે. )

જીવણુ—એ માછી કોણુની ને ભાણેજ છાંને ! (બાજુએ) મારો છછરો મછાંન કાંઠેથી નાછી આવેલો કે કેમ !

શીરીન—પપાજી, જરા શાંત થાવો. તમે એમ લોખંડ મીસાલી તપી જાઓછ તેથી એવણુ તમોને પાંઉ ભુજવાની ભઠ્ઠી સમજેછ ને ?

ખાનસાહેબ—હું પાંઉ ભુજવાની ભઠ્ઠી ! વ્હા બાપને એલકાબ બી ઠીક આપેછ ! એ બી એક તકદીરની વાત છે, વારૂં મીસ્તર કમર-કાકરી બેસો સાહેબ, આખો વખત ઉભું રહીને વાત કરવાથી પગમાં આંકડા આવશે !

શીરીન—મરેરે, જીવ બી ફરી આવ્યો હોશે ! જરા રાસબરી લેમન કંઇ પીસોનીજી ?

કાઉ—શું પીવું, શું ન પીવું, કંઇ સમજ પડતી નથી,
પીવા તો ઘણુંએ ગમેજ, પણ બીલકુલ પીવાતું નથી.
ઉપાયો તો ઘણુાએ કીધા, બાકી કંઇ ઉપાય રહયો નથી,
છેવટે પીવા સીવાય, કંઇએ ઇલાજ રહયો નથી.
પણ, કંઈ નહિંજી, થેંકયું; જરા લેમનને બદલે ચંમપીન વીસ્કી હોશે તો ચાલશેજી.

ખાનસાહેબ—તો! તો! તારા બાપનું આંએ પીહું હોશેની તે જે ગમે તે મનમાં આવે તે ઓરડર કરયા કર. કોણુના બાપની દીવાળી! મારી દીકરીએ બી દીવો લઇને કાંહથી ધણી શોધી કાહરયો!

નહિં બોલવાના સકાર કે નહિં ખીસામાં કંઇ ભાર
લાગેછ બીલકુલ સેમપલ યાર, વગાડશે પોરીના એ બાર;
આપવો પેંડો અહીંથીજ ઠીક, લાગેછ મને જબરી બીક;
શોધી કાહું કંઇક હું ટ્રીક, કે કરે નહિં દીકરી રીકઝીક.

(ખાંડીયલાના મહારાજાનો નોકર ચીઠ્ઠી લઇને દાખલ થાય છે.)

નોકર—(દાખલ થતાં) નમસ્કાર, ચમતકાર ઓ દમબેલસે દરબાર! એ દોરંગી દુન્યાકા ગારીલ મુસાફર, એ નારગોલકા સાહ

સોદાગર મેહરવાનજી મદારી—

તેરી થુમકી જયસી દાહડી,
તેરા દો ચાર બંગલા વાડી,
તારી દોઢી જેવી કાંડી,
તારૂં વજન એક ખાંડી—

તારી હજુરમાં મારા ધડ ઉપરનું ડોકું છુટ્ટું કરીને તારી સેવામાં ધરી અરજ કરૂંછ કે ખાંડીપલાના નામદાર મહારાજા 'દહીંતરા કુંવર' આજે દરબારમાં ગોલાબજાંમ ને ખારી પોરી વેંહચવાના હોવાથી, તારે, તારા લાલ્યા, દુબરા વગેરે તમામ જંગી ફોજના કકડધસ રસાલા સાથ કુંવર સાહેબની દરબારમાં, સહવારના પોરમાં એડીયાંનો જોલાબ લઇ, જાંમો પીછોડીના ફુલલેવી ડ્રેસમાં હાજર રહેવું, અને સાથે સાગે મોટા ગોવાના કોકોનટસ અને વસાઇથી પાણી પીવાના કવલાં નાલીઅર લઇ આવવાં.

કાઉ— મને લાગેછ કે નખ્ખોદગીયો દહીતરાં કુંવર બધાંને કવલાં નાલીઅરજ મુલાકાતમાં માંથે પેહરાવતો હોશે.

શીરીન—જોયું કે બાવાજીને શું માનપાન મલેછ તે!

કાઉ— હારે હા, ઘણુંજ માનપાન ખુદાય તાલકાપર કવલાં નાલીએર ઝીલવાનું માનપાન કોઇને નસીબ નહિં કરે,

ખાનસાહેબ—(નોકરને) એ નોકરે દરબાર, તારૂં કેહણું દમામદાર,
તું તો જબરો છે ચોપદાર, તારી બગલમાં કટાર.
તારો ચલ્લી ચોર સંગાર, તું તો રાંધણીનો સરદાર.
જઇને કેહજે કે નામદાર, આવશે મેહલુ જંગ દરબાર,
સાથે લઇ નલીએરનો ભાર, મારવાડી રાખી તૈયાર.
તારો દબ્બો ગુલ થાય યાર, મારો બેડો થાય પાર.
બરશી પેંડા ખાઉ અપાર, મેહલુનો થાય જય જય કાર.

(નોકર નમીને જાય છે.)

કાઉ— મારા બાપરે શીરીન, શું તારા બુઢાએ કારીયાબાજી ચલાવી. હું ધારૂંછ કે એની કારીયાબાજી સમજીને ફીરદોસી તુસીનું રૂહ બી બેહસ્તમાં ધ્રુજતું હોશે. હવે હું બી કારીવાબાજીમાંજ એને જવાબ આપું.

ઓ ખાન મારા ખાન, તારી કરીયાતું ઝબાન.
તારા સુપરાં જેવા કાંન, જોતાં ધ્રુજે છે દીલ;
તારા ગાલો લાલમલાલ, જાણે પાનબીડાની થાલ,
તારા ભુસાં જેવા બાલ, જોઇ પીગલે છે દીલ.

ખાનસાહેબ—વ્હા મારો જમાઇ મારી તારીફ કારીયાબાજીમાં કરે એબી તકદીરની વાત છે. વેલ, મીસ્તર કાવસજી કાકરી, પછી તારે આપરી અસલ વાતપર આવો નામદાર હું એમ પુછું કે તમોને અહિં ચાલી ચલાવીને આવવાનો કંઇ સબબ!

કાઉ— આવવામાં છે યાર ભરમ, ખાઉ બાપના કસમ,
મને સીલ્લાનો છે ગમ, વચમાં ઉભોછ તું થઇ જમ—
મને પનવા દે શીરીન, કર નહિં કાકરીને ગમગીન,
સૌ છે સરજતને સાધીન, કર નહિં રીકઝીક તું મીશકીન

(મોટેથી) ઓ મારા બોખારી આલુ સસરાજી બોલ, તારૂં દીલ ખોલને ખરી ખંખારીને કહે કે શીલ્લાને મારી સાથે પન્નાવા તું ખુશી છે કે?

શી ઇઝ બ્યુટીફુલ નો ડાઉત, તારે પગે થાયરે ગાઉટ,
શી ઇઝ એવ ન ઇન માઈ આઇ, હાજર છે નવા જમાઇ,
પન્નાવો શીરીનની સાથ, લેવા દેવ બગલમાં હાથ!
એટલી છે મારી અરજ, બજાવ સસરાજી તું ફરજ,
નહિં જો પરણાવસો શીરીન, મોંઢે ચઢશે તારે ફીણ,
પરણુસ જબરીથી હું આજ, બની કાતીલ દંડાબાજ.

જીવણો—(બાજુએ) તો! તો! આએ દંડાબાજની છુરત છીકલ જોયલી કે નહિં. જાણે એતો છેટને ખંબાતથી આવેલો છમજે અહુવે. (મોટેથી) એ અક્કલના ઓથમીર હવે છીધ્ધે છીધ્ધો જીફ્રાથી આવેલો તીફ્રાજ પાસો પાસલે પચે સાલવા માંડ, ન કર, પાંછરાનો વીમો ઉતરાવો પડછે. ઇફ્રા તું રહીને માછી માહેલા સાકતા છેલરની પખી મારા છેટ બાઇને દંમ ભરાવે તે ઇફ્રા નીહ ચાલવાનું, હવે છમજેલો કે નહિં?

કાઉ—બસ, એઇ જંગલી લાલયા, તારી ઝબાં બંધ કર. મારી સાંમે આવી ગુસ્તાખી નહિં ચાલશે તું જાણેછ કે હું કોણ છેઉં?

જીવણો—નીહ કાંય! વરી બે પગનું વગર પુચ્છડીવાલું જાનવર! તે તુંને નીહ કાણુ ઓલખે!

ખાનસાહેબ—બસ જીવણા, શેઠની હજુરમાં એ તારી શેખી બંધ કર! એબી તકદીરની વાત છે કે શેઠ મુગા હેને નોકર શેઠ તરફથી લડે. મીસ્તર કાવસજી કાકરી, તમે મારી શીરીનના હાથની માંગણી કરોછ તે માટે તમારો આભાર માનુંછ બેશક એબી તકદીરની વાત છે કે તમારા જેવા કાકરી ખાંનદાનનો નબીરો મારી બેટીના હાથની માંગણી કરે! પણ, એ બાબદમાં મારી બેટી શીરીનનું મત લેવું જોઇએ.

જીવણો—નહિં કાય, બાઇ છાટે તો પરણી ચુકો પણ બાઈની જુટી છાટે પન્ને તેજ તો!

કાઉ—બેશક, તમો તમારી નેકબખત બેટીનું મત લેઓ. જબરજસ્તીનો કાંઇ સોદો નથી. હું એને નાટકમાં લઈ જવશ, સીનેમામાં ફેરવસ

દર શનીવારે જુહુ ને વેસાવે તાડી પાવસ, દર રવીવારે એપોલો પર ચાકોલેટબી ખવડાવસ.

જીવણો—મારા છગાને બાંધી મારો તો ખીછામાંથી પાવલું છુટતું મુછકેલ ને તે મહી વરી બાઇને ચાકલેટ તે કહાંથી ખવાડવાનો ને પોતે પણ ધાછલેટથી નાકબી ફીકાથી છુકાવાનો. મારા બાપરે, આ તો જબરૂં કાતરચું ગેપ નીકળ્યું!

ખાનસાહેબ—(બાજુએ જઇને) બેટી સીરીન, અહીં આવ. શું તારો વીચાર આંએ પોણા સોલ પારસી કાઉ કાકરી સાથે લગન કરવાનો છે. જો તારી જબરજસ્તી હોય તો મારી નાં નથી, પણ, જો તું મને મારૂં મત પુછતી હોય તો હું તુંને આંવ સેમપલ સાથે પરણાવવા બીલકુલ ખુશી નથી. છતાંબી તું દબાણ કરતી હોય તો પછી એ તારાં તકદીરની વાત છે.

શીરીન—પપા કાઉ એક જેનટલમેન છે! એના જેવો હીરો ધણી મને બીજો કોણ મલશે!

જીવણો—હીરો તે કેવો, કે બકરૂં આપીને ઉંટ લીજાય તેવો. બાઇ આપણુંને છું! રાજાને ગમતી રાણીને શાણા થાપતી આણી! એ જમાણોજ ઉલટો આવેલો ને બાપુ. આજે છારા લોકની કદરજ નીહ મલે. આજે તો ભાડેના કપડાં મહી મોચી પણ રજવાડી કહેવાય ને મવાલી પયણ જાટલીમેન મહી ખપે અહુવે!

ખાનસાહેબ—જો ફરીથી વીચાર કર મારી દીકરી. ગધેડાને બકરીની જોડી કોઈ કાળેબી શોભશે નહિં. એ કાઉ કાકરી જાંહ છે તાંહે તુંને નથી પણતો પણ તારા બાપની દોલત સાથે પનવા નીકલ્યોછ, પણ, હુંબી ખરો પારસી કે ફુટી બદાંમ પણ એના હાથમાં નહિં આવે એવો બંદોબસ્ત કરૂં.

શીરીન—પપા ડીઅર, બસ એક વખત મારો વીચાર મેં તમોને જણાવ્યોછ પછી તો તે વીચારથી ને વચનથી હું બીલકુલ ફરનાર નથી.

વચન જે એકને આપ્યું, અપાઇ ગીયું એમજ સમજો.
લખાન જે એકવાર લખ્યું, લખાઈ ગીયું એમજ સમજો;
બજારે, મોહબ્બતમાં તો આદમીની કીંમત નથી,
મોહબ્બતનો યાર ખુદાવંદ છે, દોલતની તેને હીમ્મત નથી.

જીવણો—મારા બાપરે, એ બાઇ આજે કહેવા છું માગે! ઇને તો આ કાઉ કાકરીએ જાદુ મંતરથી ખેચી લીધેલી લાગે અહુને, નીકર છીરીનબાઈ જેવી હોશીયાર બાઇ આએ પંસીના હાથપર રમી જાય-એતો વેલાતનો ખુદાય મંમબઇ આવે તોએ બનવું મુછ-કીલ લાગે!

ખાનસાહેબ—જીવણા, તું વચમાં પટપટ નાં કર. (બાજુએ) હવે શું કરૂં! ઝેર ખાઉં કે કુવો પુરૂં કે નહીં તો બારીએથી નંખાવી દેઉ. નથી પોરી સમજતી કે નથી પેલો કાઉ કાકરી સમજતો. જ્યારે બાજી એટલી હદ સુધી રસપર આવીછ, તારે તો મારે મંજુરી-યાત આપવા સીવાય બીજો છુટકોજ નથી. જો, હું, એ લોકને રજા નહીં આપશ તો કાઉ સાધુ થઇ જવાની અને શીરીન એની ચેલી થઇને એની સેવા કરવાની મને ધમકી આપેછ. એબી એક તકદીરની વાત છે. વલી કાઉ જાને પાજી છે એટલે એને રખેને પથાણો રોકીને મારા પાંસરાની ખબર લેવાડે. એટલે હવે તો જે થાય તે ખરૂં! ખાંડણીયામાં માંથુ મુકી ધપકારાથી બીહવામાં ફાયદો નથી. મોચી છે ને જોડો છે, આપસમાં ફોડી લેશે! (શીરીની તરફ ફરીને) શીરીન, એમ આવ.

શીરીન—બોલો બાવાજી.

ખાનસાહેબ—જહારે તારો વીચાર છે તો હું મારૂં અંતકરણ વેચીને પણ તુંને રજા આપુંછ. જાઓ સુખી થાઓ. કાઉ, જો, મારી પોરી સાથે તુંને પન્નાવું છું, તો એક સરતે કે રાતનાં ઘેરે દારૂ પીને તોફાન નહિં કરે ને બલતું લાકડું લઇને ઘરના ભાડુતો સાંમે નહિં દોડે. જુગાર સરતને સલામ કરી ખુદાય જે દાલરોટલી આપે તેપર કુરકુર સંસાર સંપીને ચલાવવાનો હોય તોજ પરણજે

નહિંતો સસરાના પૈસાની આસાપર પથાણો પાસે મોટા બ્યાજે પૈસા કઢાવી છેવટે મોટર નીચે સુઇને આપઘાત કરવાની ખ્વાએસ રાખતો હોય તો બા પનવાના નામપર મોટો જેવો પપેટોજ મુકજે.

કાઉ—કબુલ મંજુર (બાજુએ) હાલતો હાજી હા કરો. ચાર ચોખા છંટાવા પહેલ્લાં એને ડુંગરવાડી પોહચાડી દઇશું કે આએ એમ પૈસાજ પૈસા, કેમ બોલ્યા નહિં! ખુદાજીની કોણ પરવા કરે એબી એક તકદીરની વાત છે.

## ગાયન ૩ જું.

કાઉ—તુંજ મ્હોબતમાં બન્યો હું લીન
શીકાર થયો તારો હું શીરીન
વ્હાલી દીલજાન રહે નહિં ગમગીન
પ્યારી ઓ શીરીન!

## ( કોરસ. )

શીરીન—દીલના દીલદાર, ઓ કાઉ ગલાના હાર,
કોલ હું પાલસ જાન જીગરથી;

કાઉ—શીરીન દીલજાન, તુંજ પેછે જાન કુરબાન
રહેવશ સાચ્ચો હું ચકનથી.

શીરીન—ફરજથી નહિં હરગીઝ હું ફસનાર.

કાઉ—સુખી તુંને હરહમેશ રાખનાર.

શીરીન—દીલના દીલદાર, ઓ કાઉ ગલાના હાર,
રહેવશ વફાદાર જીગરથી.

શીરીન—વેલ પપા, તારે ચાલો આજેજ વાગોબી વસાવા આપરે બજારમાં જઇએ, હું તેટલાં બધી વસાવવાની ચીજોની ટીપ કરી લેઉ.

**ખાનસાહેબ**—હા દીકરા દોડતો વેહલી. તેટલાં કાઉ મારી પાસે છે એટલા એલારપેલારમાં વખત સોહવાઇ જશે. (શીરીન જાય છે.) મકુંજે મીસ્તર કાકરી, લગનનાં વાગામાં તમુંને શું શું જોઇએ તે કહી દેઓ તો બધું વસાવી લવાય.

**કાઉ**—રાઇટ હો! લખી લેવ. ચાર વાર કાલી બનાટ, કાલાં બુટ, પાંચ ખમીસ સાથે પાંચ કાલી બો ટાઇઝ. કાલાં મોજાંને કાંડા ભાટી રૂમાલ, એટલું તમે લેતા આવજો. હું તેટલામાં મને ચામાર કાંમ છે તે જઇ આંઉ, કારણ કે, મારા મીઠાના અગરોનું વ્યાજ આજે પાકે છે.

**ખાનસાહેબ**—હા, જાવો બા, ફતેહ કરો. વ્યાજ લાવો તો શીરીનને ને શીરીનના બાપને પેહરઓઢ કરશો કેની? નહિંતો બઇરીને શું પેહરાવશો, મકકઇ બુઠ્ઠા કે?

**કાઉ**—બેશક, નાંમ પ્રમાણે પેહરામણી તો કરવીજ પડશે. દરહ્ન ચેશક, પેહરામણી તો એવી કરૂં બચ્ચાજી કે તેમાં બંધાઇને તું પથ્થર પર ચઢે. ચાલો સાહેબજી!

**ખાનસાહેબ**—આવજો બા, આવજો. (જવાનો ઢોંગ કરી કાઉ તીજોરી પછવાડે ભરાય છે.) જીવણા, મારો જીવ ફરેછ, જરા થંડુ પાણી લાવતો?

**જીવણો**—લાયો સાહેબ

(જીવણો પાણી લેવા જાય છે.)

**ખાનસાહેબ**—હાય! ૧૯૩૧ ના જમાના તારૂં શું થશે. આજના જમાનાની પારસી છોકરી તો એક ચાઇનીઝ નોવેલટી સમાન છે. હવે મારે તીજોરીનો અવેજ બહુજ તપાસવો પડશે, કેમજે કાઉ કાકરીનો ડોલો જહાં છે તાંહ એનીપરજ ખોવાયલો જણાયછ, અને આંય મારી પોરી છે ભોલી ભટાક એટલે આંએ 'કાકરીશંકર' એને હથેલીમાં ચાંદ બતલાવીને રમાડી જાય, એબી બનવાજોગ છે. ઓહ! પણ, મારો જીવ ફરેછ. લાવ, જરા આરામ તો કરૂં.

(એમ બોલી ખાનસાહેબ ફરનીચર પર લેટે છે. કાઉ છુપાયલો બાહર આવીને).

કાઉ—(બાજુમાં) બસ મારો શીકાર સાબુત છે. બચ્ચા મેહર્લુ મદારી, આજે તુંને છુમંતર કરીને એવો તો ફુક મારતા આસમાન પર મોકલી આપું કે મારો રસ્તો પછી સદાનો ખુલ્લો રહે! (મેહરવાનજી ચીમાઇ જોય છે. કાઉ ધીમાં મ્યુઝીક વચ્ચે દવાની બાટલી બ્હાર કાઢી ફરનીચેર પાછલ છુપાઇને કલોરોફોમ સુંગાડે છે. મેહરવાનજી બાહોશ થયા હોય એવો દેખાવ કરે છે. કાઉ તીજોરી ઉંધાડી અંદરથી અવેજ બ્હાર કાઢે છે.) ગુડલક! હવે તીજોરી તોડુ તોજ હુંબી ખરો કાઉ! યા ખુદા! ગઈ કાલનો કંગાળ કાઉ-કાકરી આજે માલેતોજાર કાઉમાં, આંખના પલકારામાં ફેરવાઇ જશે! (જીવણો પાણીતું ગ્લાસ લઇ આવે છે અને કાઉને તીજોરી-માંથી નોટનું બંદલ ગજવામાં મુકતાં જોઇ ચોંકે છે.)

જીવણો—(દાખલ થતાં) મારા બાપરે! છત્યાનાછપર છત્યાનાછ! લેઓ આ કાકરી ભાઇ જમાઇ જોયલો કે ન જોયલો! બસારો પયનવા અગાઉ છછરાની તીજોરીનો ભાર હલકો કરતોસે! હાછેટનાબી ભોગ ફરી વળેલા તે કાકરીને, ચીભડાને, જમઇ છોધી કાઢયો હો! હવે છીરીનબઇને ઇફા બોલાવીને ઇની લેવડી કરાંઉ તોજ હુંબી જીવણો ખરો, નકર જીવણો ખોટ્ટો! મારા છંમ! બસ્સા કાકરી તુંએ છેટ થકી સટકું માયડું તો ખરૂં પયણુ એ સટકાં મહી, તુંને છું ખબર કે તું કીવી રીતે છપડાઇ ગીએલો, અહુવે!

(જીવણાના જવા પછી કાઉ તીજોરીમાંનો અવેજ ખાલી કરી ગજ-વામાં નોટનું બંદલ મુકી દે છે—એવામાં જીવણો શીરીનને લઇ આવી બધો તલેસમાત દેખાડે છે.)

કાઉ—હવે મારા જીવને કરાર થયોછ! આજે ચાર તલાઇના બીછાનાપર હવે હું નચીંતે સુવસ! બચ્ચા કાઉ, બસ ફતેહને ફતેહજ છે.

જીવણો—લેઓ, આંય કાકરી છાએબ વેપાર કરે તે જોઇ લેઓ બાઇ છાએબ! કેવો છેટની તીજોરીનો ભાર હલકો કરીને બસારો

સાર તલાઇ પર છુવા માંગે. લોકો પઇછા ખરસીને છીનેમેતો-ગરાપ જુએ તીની જગ્યાએ તમોને મુફ્ત છીનીમેતોગરાપ જોવાનો મલે તો પસી છું ખોટું. કેમ બોલ્યા નહિં, અહુવે!

**શોરીન**—ઓ ખુદા, આંએ શું ગજબ!! શું મારો કાઉ ચોર!

**જીવણો**—વરી સોર નહિં તો ધંટી સોર! છાહુકારીથી બાપનો માલ હોય તેમ ઘેરના છેટને દવા છુંગારીને બેહુધ કરી લાયખા ને તીજોરી ઉંઘાડી છાહુકારી કરી ને પોલમપોલ કરી લાયખું તે જુદું ને હજુણુ તો પુસે કે મારો કાઉ સોર! અરે તમારા કાઉને છું કીહું......................................................

**શીરીન**—શું! બાવાજી બેસુધ્ધ! કોણે કીધા હોશે, ઓ ખુદા!

**જીવણો**—એ બેહુધ તો આ તમારા કાઉ કાકરી ભાઇએ કીધા અહુવે!

**શીરીન**—કાવસ! કાઉ! આય શું! તોબાહ!

**કાઉ**—(અજબ થઇને) કોણ, શીરીન! ઉફ! આવી બન્યું!

**જીવણો**—તે આવી નીહ બને તારે છું! તું મારો છઠરો મજાહ કરયા કરે ને અમે ઈફા માર ખાઇએ નીહ બસ્સા!

**શીરીન**—ઓ ખુદાય! કાવસ, તુંને એ શું સુજ પડયું!

**કાઉ**—એમ કહે કે સારૂં સુજ પડયું! આ જે કીધુંછ તે બધું તારા ભલાને કાજે.

માર્ગમાંથી કવચનો કાંટો દુર કીધો,
મુસીબતમાંથી માર્ગ મેં શોધી લીધો!
હવે ડાર્લીંગ આપરે ઉડાવસું બસ રંગ,
જીત્યોછ માઇ ડીઅર હું મ્હોબતનું જંગ!

**શીરીન**—(તુચ્છકારીને) બસ, દુર રહો! આજથી તમોને અને તમારા પ્યા-રને છેલ્લી સલાંમ! ખરેખર, લોકો કહેછ કે આજકાલ આવા કરતુકી કોરગાઓ જુવાન પોરીઓને ફસાવવા થકી બીસકીટના

બાકસો જેવી બાંગી તુટી ખડીયા ખરખર મોટરો લઇ, રેકલેમ, એંડસ્ટેંડ, ચોપાટી, હેનગીંગ ગારડનસ કે જુહ દરીયે કીનારે ફરતા ફરેછ, તેનો જીવતો જાગતો દાખલો મેં આજેજ જોઇ લીધો.

(એવામાં મેહરવાનજી એકાએક જાગી ઉઠે છે.)

**ખાનસાહેબ**—કેંમ દીકરી! એ શું તોફાન છે! પછી વાગાની ટીપ તૈયાર કીધી કે? લગનનો વાગો વસાવવા આવોછ કે ની? કાવસજીબી ચીમોરથી આવી લાગશે.

**શીરીન**—નહિં પપા, મારે પનવું નથી. મેં મારી નઝરે જોઇ લીધું કે બાહરથી ફરેસ્તાનો દેખાવ સજી ભોલી નાજનીનોને ફસાવનારા માણસો ઉપર ઇતબાર મુકવો, એ ખરેખર દેખતી આંખે કુવામાં પડવા જેવું સારૂં છે!

**ખાનસાહેબ**—કાંય! કાંય! આવો હીરા મોતી જેવો ધણી તુંને નહિં ગમતો કે? કેમ કાવસજી કાકરી, તમેબી સવાપોહરની પાદશાહી કરી લીધી કે બા! મકુજે હવે સાધુ કહારે થાઓછ ને શીરીનબઇને ચેલીબઇ કહારે બનાવોછ.

**કાઉ**—ખાનસાહેબ, જે થયું તે માટે મને માફ કરો. હવેજ હું શીખ્યો કે હાથ ચાટીને કદી પણ પેટ ભરી શકાય નહિં. ચોરીના ચોખા હંમેશ ચૌદ મણના હોય. મેં જોયું કે આવતી કાલે મારવાડી મારી ઉપર વારંટ લાવશે તે પેહલાં પૈસાનો બંદોબસ્ત કરવાની કોશેશ કીધી. અને તે થકી તમોને બેસુધ્ધ કરીને તીજોરીનો અવેજ બાહર કાઢી લેવાનો મેં કસદ કીધો, પણ, ધાર્યું ધણીતું થાય છે તેમ મારી બાજી ઉંધી વલી ગઇછ. મારા પાપની મટકી ફુટી ગઇછ, હું માફી ચાહુંછ અને ખુદાને હાજર નાજર જાણીને કહુંછ કે ફરીથી એવું નીચ કાંમ કદી પણ કરશ નહિં, પણ, તમો જે વારસો આપી જશો તે પરજ મારો સંસારી ખટારો હાંકસ.

**જીવણો**—તો! તો! છેટ કમાએલો તે બધું તારે છારૂજ. છાએબ, જુઓ છું! અબગડીએજ પોલીછને બોલાવીને છાટ વરસની ફાંછીની છજા કરાવો!

**ખાનસાહેબ**—નહિં, જીવણા, તારી ભુલ છે. એ તો હોય. બેકારીનો વખત અને નોકરી ચાકરી વગર પેટના તાસા સેકાય તાહરે ગુસ્સાના આવેશમાં એવી ભુલ થાય. પણ, તેથી તેની ઉપર વેર લેવાનું નથી. કાવસજી કાકરી, તમારી ભુલ માફ કરૂંછ, અને હું, ખુશી સાથે તમોને શીરીન સાથે પરણવાની બાહલી આપુંછ. છોકરીની પરીક્ષા જ્યારે તેણી એક ભુંડા ભરથારને પણ સુધારીને હીરો બનાવે ત્યારેજ થાય છે.

**જીવણો**—હવે છુધરયો પેલે ભવ; ધાછ કાપે તેજ તો!

**શીરીન**—અને મારા વાહલા પપાજી, તમારી જ્યારે એવીજ ખાએશ છે તો તમારી મરજીને અનુસરી હું કાઉને સુધારી હીરો બનાવવાની કોશેસ કરસ; અને તમોનેજ દેખાડી આપશ કે, આજનો તમારો ચોર જમાઇ ભવીશમાં કોમનો એક રહેબર દાખલ કેવો બાહર પડેછ.

મુજી છે, પાજી છે, છતાં એ મારો ભરથાર છે,
બેવકુફ છે, બદમાસ છે, તોએ પણ એ મારો ખરો હકદાર છે!

**કાઉ**—બેશક, મારી શીરીનમાં મને વીશ્વાસ છે, અને જ્યાં અમો બન્નેના દીલ એક છે, વીચાર એક છે તો પછી અમને જરૂરજ તે ફીરતાર ફતેહ બખશશે.

**શીરીન**—ઉભા રહો, મારી ચાંદણને તો એ ખુશ ખબરથી વાકેફ કરવા દેઓ. (સાદ મારી) ચાંદણ, ઓ ચાંદણ!

**ચાંદણ**—આવીજી. (દાખલ થતાં) કેમ શીરીનમાંય શું કહોછ? દુશમનની તબીયત તો થીક છેની?

**શીરીન**—ચાંદણ, હું તુંને ખુશી ભરી ખબર આપુંછ કે આજે હું અદરાવાની છું.

**ચાંદણ**—કોણની સાથે શીરીનબાઇ! (કાઉને બતલાવીને) આએ ઘેલા ઘરણ સાથે કે? ઓ માયરે બાઇ તમે મેડ તો નથી થઇ ગીયાને?

**ખાનસાહેબ**—નહિં બાઇનું ભેજું સાબુટ છે એબી તકદીરની વાત છે! ચાંદણુ, કાવસજીએ સુધરવાનાં કસંમ લીધાછ ને શીરીને એને સુધારવાને ખભા ઉચકયાંછ એટલે મને લાગેછ કે વાંધો આવે તેમ નથી. આવો મારા દીકરાંઓ તમો બન્નેના હાથ જોડી આપું.

બુરાઇનો જેમ ભલાઇમાં આપરે જોયો આજે અંજામ,
તેમ સદા સંસારમાંબી સંપમાં રેહજો તમો મુકાંમ!
ગરીબનો બેલી થજો, બુરાઇનો ખ્યાલ તજી દેજો,
'મીનુ'ની શીખ એજ છે કે આફતમાં રબ ભજી લેજો.

**ચાંદણુ**—ચાલો, ત્યારે એની ખુશાલીમાં મને શું ઇનાંમ આપશો?

**ખાનસાહેબ**—ઇનાંમમાં ઇનાંમ એજ છે કે જો તું ચાહે તો આએ ઘેરની રાણી થઈ શકે! બોલ તારી મરજી છે?

**ચાંદણુ**—એટલે શેઠ તમો શું કહોછ તે હું સમજી નથી શકતી.

**ખાનસાહેબ**—એટલે એમ કે જો તારો વીચાર હોય તો શીરીનના કાઉ સાથે એકગમથી આશીરવાદ છંટાવી, આપરેબી બીજા હાથપર ચાર ચોખા છંટાવી દઇએ.

**ચાંદણુ**—જેવી તમારી મરજી!

**શીરીન**—ત્યારે ચાંદણુ શું મારી સાવકી માંય કે?

**ચાંદણુ**—આવ તો મારી દીકરી મને ભેટ તો!

**કાઉ**—કેંમ સાસુજી, હું તમુંને ગમુંછ કે?

**ચાંદણુ**—જો બચ્ચા, મારા બચ્ચાંનો બાલ જરાબી વાંકો કીધો તો આની ગમથી ચાંદણુ છે.

**ખાનસાહેબ**—ચાલો, સૌ સારૂ જેનું સેવટ સારૂં. આજનો દિવસ મુબારક થયો તેની ખુશાલીમાં બધાં સાથે મલીને ખુશ હલકે લલકારો.

**બધાં**—ખાનસાહેબ ચુ બીગીન.

**ખાનસાહેબ**—ઓલ રાઇટ! જેવી તમારી મરજી.

## ગાયન ૪ થું.

ખાનસાહેબ—વીટયું તોફાન,
જીવણો—આવો મહેરબાન,
શીરીન—ખુશ થઈ લલકારો બસ આજ.
ખાનસાહેબ—રહો નહિં અજ્ઞાન,
ચાંદણ— ભજજો ભગવાન,
કાઉ—પરવર પારસી કોમની તું રાખજે લાજ.

(કોરસ)

શીરીન—જીત થઈ સચ્ચાઇની સૌ કરો મલી પુકાર,
ખાનસાહેબ—નેકીનો રાહ પસંદ કરી, છોરો ખોટી તકરાર
કાઉ—સદા રહી મધન કરો અમન ચમન ઘરબાર.
ચાંદણ—'મીનું' ઇચ્છે છે એજ તું કર આમીન પરવરદીગાર.



શું કામ હલકો ખોરાક ખાઇ તમારી
તંદરોસ્તીનો બગાડો કરો છો?

# એલીટનાં
# ભોણાં

તદન સોજ્જા માલમસાલા—ચોખ્ખાં ઘી—
માલેકોની જાતી દેખરેખ—દરેક સ્વચ્છતા સાથ
દરરોજ તઇયાર થતાં હોવાથી એકજ મહીનો
ચાલુ એલીટનાં ભોણાં ખાનારની તંદરોસ્તીમાં
કાંઈ અજબ પ્રકારનો વધારો થાય છે.

## ઓફીસે જનારાઓ માટે
## માસીક એકાઉન્ટ

ખોલી ઘરાકોની દરરોજ પઈસા આપવાની
કડાકુટ બચાવ્યે છીએ.

## એલીટનું ભોણું એક વખત ખાશો
## તો હંમેશાં ખાવા માંગશો.

# એલીટ રેસ્ટોરાં,

હોરનબી રોડ, ડી. મેકરોપોલોની પછવાડે.

# ALWAYS INSIST ON HAVING

# "DuKe's Prune-ade."

The most palatable of all sweet drinks.




Made of selected Bordaux Prunes.

# Duke & Sons.

## GRANT ROAD, BOMBAY.